પણ આવી તેની દાહાજ, ધોડો હલાવી.—૭
સામે પાર ગયાં છે પાણી, હાહાકાર થઈ છે વાણી,
નાંખ્યાં ગામો બહુ તાણી, તાપી તૂટના સૌ.—૮

## સાખી. ૨

તાપી તીરના ગામડાં, ઘસડાયાં તે છેક;
સામન સઉ ઘસડાઈ ગયો, વહ્યાં પશું અનેક.

વહયાં પશુ રે વહયાં પશુ, અની હરિ વહયાં પશુ,
વહયાં પશુ ભેંસ ગાય, તે સજીવન તરતાં જાય,
પણ કોણ કરે જો સાહસ, બળ પૂરતું ઘણું.—૧
ખાટ પાટ માટ તરતાં, અનેક દીઠા જંતુ મરતાં,
ધણીઓ રહયાં તેના રડતાં, ઉભા જોયારે કરે.—૨
કોઇ ઝાડે ચઢીયા લોક, છાપરા ઉપર ચઢીયા કોક,
બેઠાં બેઠાં કરે શોક, પાણી જોઇ જોઇને.—૩
કોઇ કાઢે કાષ્ટ તરી, લાવે મોટાં નાવો ભરી,
હામ તેની ભાઇ ખરી, મોહે ઝંપલાવે.—૪
હોડી એક લક્કડને માટ, ઢોસર ભરી માંહી સાત,
ગઇ ઉભી પાણી વાટ, તેરી ઊંધીરે વળી.—૫
તેને સહાય થઇ સરકાર, છી કહાડયા સાતે બહાર,
નહીં તો રાંડત તેની નાર તે ફૂટા ફૂટ.—૬

એમ થયો બહુ ગભરાટ, રોકી પાણીએ તો વાટ,
આવ્યા દોડી તેથી પ્રાટ, કલેકટર જે છે.—૭
તેણે કીધી દોડા દોડ, સાથે પાંડુરંગની જોડ,
તેણે કાહાડયો ઘણો તોડ, પ્રજા ઊગારવા.—૮

## સાખી. ૩

પ્રજા તણું દુઃખ જોઈને, સરકારી નોકર;
આવ્યા તે ઉતાવળા, ખરે ખરા તે નર.

આવ્યા દોડીરે આવ્યા દોડી, અની હાંરે આવ્યા દોડી,
આવ્યા દોડી નોકર ઘણા, તેની મેહેનતમાં નહીં મણા,
હીરજી મોતી બેઉ જણા, ફોજદારો છે.—૧
કીધો હુકમ મીસ્તર પ્રાટ, લાવો ભોજન ગરીબ માટ,
નહીં તો જશે નીકળી કાટ, તમે ઝડપ કરો.—૨
મોતીલાલ પોલીસના શેઠ, ગયા રેલ ઓળંગી ઠેઠ,
બહુ કીધી તેણે વેઠ, ક્ષીપ્રા લઈને ચઢયા.—૩
ખીચડી આઠ મણ તો લઈ, આપી ગરીબોને જઈ,
સાથે મીઠું મસાલો દઇ, આવ્યા હોડીમાં.—૪
રૂપીઆ એક સો ને શોળ, આના સવાદશ તે જોડ,
ખરચ્યા મનમાં આણી કો સેકરેટરીએ.—૫
ઓલીવંટે કીધી હોંસ, સ[illegible]ન સાહેબની ભોંસ,

મીસ્તર જ્વાંઉને કીધી બાંગ, રેલ અટકાવવા.૬
જગજીવને માર્યું જોર, ડોશાભાઇનો બહુ તોર,
માર્યો એ લોકોએ મોર, તેથી બચીઆ લોક.—૭
ઇકોતેરતણી જે રેલ, તાણુંના જોયાતાં ફેલ,
તેના સરખી આતો છેલ, સઉ ભાખે છે.—૮

## સાખી. ૪

ભાખે મુખથી લોક જે, આ તો મોટી રેલ;
કરતી દોડ આવી ખરી, જાણે બેશી વેહેલ.

વેહેલ બેશીરે વેહેલ બેશી, અની હરિ વેહેલ બેશી,
વેહેલ બેશી આવી ધાઇ, થાઓ પવિત્ર એમાં નાઇ,
નવસો નવ્વાણુંની માઇ, મોટું તીરથ છે.—૧
તેને જોવા આવ્યા લોક, આવે ટોળાં થોકે થોક,
ઘરની માંહીં રહ્યું કોક, મેળો ઉભરાયો.—૨
નર નારી વૃદ્ધને બાળ, રેલ જોઇ વીકરાળ,
મુખે દે છે તેને ગાળ, રાંડ ક્યાંથીરે આવી.—૩
બહુ ચાલે પગે પાળા, સંગે લઇને બચ્ચાં બાળા,
ડરતા જોઈ ભર્યાં જે નાળા, સઉ નરને નાર.—૪
કોઇતો વેહેલે બેસી ફરતાં, આજીજી ઇશ્વરની કરતાં,
દેખી અનેક ચીજો તરતાં, બહુ કાંપે છે.—૫

આણી રીતે થયો ગભરાટ, વાળ્યો રેલે બહુ દાટ,
કાઢયો અનેક જીવનો કાટ, એવી નીરદય છે.—૬
આપે હોપજીને આશીશ, મુકી અંતરમાંની રીસ,
કરજો રૂડું તેનું ઇશ, વદે જન વાણી.—૭
ગોઠવાણ કીધી તેણે સારી, પુરી જમીન ખોદી ખાડી,
રેલ કાઢી પરભારી, એવો ચતુરજ છે.—૮

## ગરબી બીજી.

મારા આજ પ્રીતમ ઘેર આવશે, મુને હેત કરીને બોલા-
વશે જીરે—મારા—એ રાગ.

હાંરે આવી રેલ ભયંકર આજમાં, હાંરે ઓગણીસો,
બત્રીશના રાજમાં જીરે—આવી—ટેક,
પોહોર ચૌદ લગી તો પાણી આવીઆં,
હાંરે પછી બુધની રાતે સીધાવીઆં જીરે—આવી. ૧
હાંરે ત્યારે રણશીંગડાં ફૂંકાવીઆં,
હાંરે ફર્યાં પૂરના બજારમાં નાવીઆંજીરે—આવી. ૨
હાંરે સરવે ઘરનો તે ધંધો વીસર્યાં,
હાંરે જોવા રેલ અનેક જન નીસર્યાંજીરે—આવી. ૩
હાંરે બંધ રહીઓ કચેરી દરબારની,

હારે મુકી આશ લોકોએ ઘર બારનીજીરે—આવી. ૪
હારે હડતાલ પડી તે સારા પૂરમાં,
હારે નહીં ચેન આરામ કેના ઉરમાં જીરે—આવી. ૫
હારે ખરો શ્રમ સરકારી લોકનો,
હારે તેણે કાપ્યો દીવસ માઠા શોકનોજીરે—આવી. ૬
હારે સુધરાઈ ખાતાના જશ કામીઆ,
હારે પાંડુરંગ ને પરાટ જશ પામીઆજીરે—આવી. ૭
હારે સારો જડજ કેહેવાયો ખરશુડજો,
હારે જેને હૈએ કપટ નહીં કુડજોજીરે—આવી. ૮
હારે દોડાદોડ કરી તે આખા પૂરમાં,
હારે થયો તેથી વધારો તેના નૂરમાંજીરે—આવી. ૯
હારે બહુ બહુ જીવો એવા જનજો,
હારે એવા પુત્ર જાયા તેને ધંનજોજીરે—આવી. ૧૦
હારે જેણે જન અનેકને કાઢીઆ,
હારે તેનાં દુખડાં જમીનમાં ગાઢીઆંજીરે—આવી. ૧૧
હારે જોવા આવ્યા જનો બે જાતના,
હારે તેનાં નામ ગણાવું નાત નાતનાજીરે—આવી. ૧૨

## અરબી ત્રીજી.

ધન ધનરે તાપી માત, જગતને તારે છે,
આવું સુરત સરખું શેહેર, દેવાળાં કાઢેછે—એ રાગની.



આવ્યા આવ્યારે વિપ્ર અનેક, જોવાને કાજે,
અપર્ભીત થયા તે લોક, ઉદંક જે બહુ ગાજે—એ ટેક.
વણિકતણાં ટોળાં જોવાને, આવે સરીતા તીરરે;
જોઇ જગા ઝળકે થંભે તે સ્થળ, ભલભલા જે વીર. જોવાને ૧
ખતરી ખારવા ખોજા લોકો, કણબી કોળી કુંભારરે;
કંસારા કાછીઆ ને કડીઆ, આવે વારંગ વાર. જોવાને ૨
ઘાંચી ગોલા ગળીઆરા ને ઘામટાની જે જાતરે;
મોચી માળી કોઈ મરેઠા, આવે જોવા માટ. જોવાને. ૩
મછીમાર મુસલમાન લોકો, સોની સુથાર તે સંગેરે;
સાણવી શ્રાવક સલાટ સાળવી, આવે મોટે ઉમંગે. જોવાને ૪
દરજી દુબળા લુવાર લવાણા, પરભુને પંચોળીરે;
પારશી ને પુરવીઆ તેતો, આવે શીરકેશ હોળી. જોવાને. ૫
ભાવસારને ભોઈ ભરવાડ, ભંગીઆ ને ભંડારીરે;
ભાડભુજાને ભાટ ઘણાતે, ભડકે જોતાંવારી. જોવાને. ૬
હજામ હોરા ઘેડ ઘોબી ને, રાવળીઆ રજપૂતરે;
વાઘરિ વૈરાગી વાંસફોડાના, આવે જુથપરજુથ. જોવાને. ૭
તપોધન તરગારા જોગી, ચોધરી ચમારની નાતરે;
ભાટીઆ ને ઓડીઆ ફીરંગી, કુલ અંગરેજનીજાત. જો૮
એ આદિક અનંત જાતના, લોકો દોડી આવેરે;
તે જોઈ દેશી મિત્રતણાતો, મંછારામ ઉર ભાવેરે. જોવાને. ૯

## ગરબી ચોથી.

મોહોલે પધારો મારા રાજ, માણીગર મોહોલે પધારો.

( એ રાગની. )

બુડી મુઓ પેસ્તંન, અચાનક બુડી મુઓ છે;
થયા દુખી તેના તંન, અચાનક બુડી મુઓછે—ટેક.

### સાખી ૧

ગયો પુલ તપાસવા. રેવા તણો અદભુત;
તુરત ગયો તાણાઇ તે, તેના રખડી ગયાં છે પૂત.
અચાનક.

### સાખી. ૨

રેહેવાશી સુરત તણો, ફરામજીનો તંન;
પુત્ર મુવે દુખી થયો, તેનું બહુરે દાઝેછે ગંન.
અચાનક.

### સાખી. ૩

રૂદન કરે નર નારીઓ, દુઃખ દીઠું નવ જાય;
ભ્રાત તાત પુત્રો મળી, કલપાંત કરછે તાંય.
અચાનક.

### સાખી. ૪

માંડયું ઉડમણું બારણે, આવી ગપ ત્યાં એક;
પેસ્તન નીકળયો જીવતો, તેતો ઘોઘે નીકળીઓ છેક
અચાનક.

## સાખી. ૫

હરખ વાધ્યો એ ટાકણે, પુર્યા ચોક પચરંગ;
ગયા દોડતા ગાડાએ, પણ થયોરે ઉમંગનો ભંગ.
અચાનક.

## સાખી. ૬

દુખી થયા પુર જન સૌ, શોક વાધ્યો શરીર;
વદે લોક સૌ મુખથી, એતો હતારે ભલો અમીર.
અચાનક.

## સાખી. ૭

સાથ હતુ ઘડીઆળને, સવા બસોની નોટ;
અંગુઠી જડાવની, દમ્મો રૂપાની સોત.
અચાનક.

## સાખી. ૮

ધાર્યું થયું જગદીશનું, નથી આપણે હાથ;
કરા સમરણ સા તેહનું, તે છે તાત જગતને માથ.
અચાનક.

---

## ભરૂચની રેલનો ગરબો.

આજ બંગલેમે ઘુઘરૂ બાજે—એ રાગની.

હાંરે માહા રેલ ભરૂચમાં આવી.
આવી આવી આવી રે, માહા રલ ભરૂચમાં આવી—ટેક.

ભાદરવા વદી બીજ અંધારી, વાર મંગળથી ફાવીરે.
માહા—૧.

નાંખ્યો પૂલ તોડી રેવાનો, અનેક ઝાડને લાવીરે. માહા-૨

મંગળની મધરાતે ભાંગ્યા, આઠ પછી અંહીંવીરે. માહા-૩

જાન થયું ત્રણ લાખનું મોટું, નાંખી રેલવેને રેલે ચા-
વીરે. માહા—૪

પૂલ તપાસતાં ગયા ત્રણ પૂરમાં, એકની ખબર નવ આ-
વીરે. માહા—૫.

ગયો પેસતન ઉગર્યો રોઝારીયો, જહાંગીરની વગફાવી-
રે. માહા—૬.

એ રીતે માહા કેર કીધો છે, નાંખ્યાં અનેકને તાવીરે.
માહા—૭.

ચાર માણુસની લાસ તે લાવી, થઈ અનેક પશુની ખ્વા-
રી. માહા—૮.

વાઘ ગયો ઘસડાઇને ચીત્તો, તેની દયા નવ આવીરે.
માહા—૯

દેશી મીત્ર કહે અનેક જીવના, પ્રાણ લીધા છે ધાવીરે.
માહા—૧૦.

હરિ માહા કોપ કીધો બ્રહ્મપુરમાં;
પૂરમાં પૂરમાં પૂરમાંરે, માહા કોપ કીધો બ્રહ્મપુરમાં-ટેક.
બેરે દીવસ લગી રેલનાં પાણી, રહયાં ભરાઈ ઘરોઘરમાંરે.
માહા-૧.
કુરજે ને ફતેપોરના બજારમાં, ઢોળ કુંભારીઆના,
મૂળમાંરે. માહા-૨
છીપવાડથી ગઈ ફાટારે તળાવમાં, ડાંડીઆ બજારગયો
પૂરમાંરે. માહા-૪.
પાર સામે બારભાડા બોળ્યું, લોક મુઆં એની મુળમાંરે.
માહા-૫.
સકરપોર ભાઠામાં રેવા, ભરાઈ ગઈ નાંખી ભૂલમાંરે.
માહા-૬.
લોક ઘેરાયા થયો હાહાકાર બહુ, લોક ઝામડીઆના
મૂળમાંરે. માહા-૭.
મદદ કરી કલેકટરે મોટી, લાવ્યા ઉગારી માહા બળમાંરે
માહા-૮.
લોકના થોક ગળ્યા બહુ જોવા, ખોયો વખત તેણે મૂળ-
માંરે. માહા-૯.
દેશી મીત્ર કહે મળેરે ભરાયો, નથી આનંદ જન કુલ-
માંરે. માહા-૧૦

---

હારે બાલે લોક પરસપર વાણી;
વાણી વાણી વાણીરે, બાલે લોક પરસપર વાણી–ટેક.
પૂરવે ના પૂરથી તો આ અદકી છે, જાણે સરવની શેઠાણી-
રે. બાલે–૧
હાયરે ગજબ પરમેશ્વર રૂઠયો, અનેક જીવોની થઈહા–
ણીરે. બાલે–૨
કોઈ કાઢે વેહેતાં સરપણ જઈ, લાવે ઝડપથી તાણીરે.
બાલે–૩
ઘર ગગડી પડીઆં આવનીપર, માલ થયો ધૂળધાણીરે.
બાલે–૪
પોલીસના પેહેરા ચોકીથી, ચોરની ગઈ કમાણીરે. બાલે ૫
આપ્યાં અન્ન અનાથને જઇને, ભુખથી મરતા જાણીરે.
બાલે–૭
બે દીન પછી વળ્યાં સાૈ કામે, જારે રેલ સમાણીરે.
બાલે–૬
સુકની સવારે ગયાં છેક પધારી, ઝગરેલનો ગાહારાણીરે.
બાલે–૯
દશી મીત્ર કહે બ્રગુપૂર ઉગર્યું, તે ઈશાની મેહેરબાનીરે.
બાલે–૧૦

